॥ ॐ नमः शिवाय ॥

श्रीपुष्पदन्तविरचितम्

# श्रीशिवमहिम्नः स्तोत्रम्

અનુવાદક—

स्वामी प्रणवाश्रमजी.

ખંભાત અને અરોડા.

પ્રકાશકો—

જેકિશનદાસ કેશવલાલ.

મંગળદાસ કેશવલાલ.

ખંભાત.


પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦.

સં. ૧૯૮૪ ઈ. ૧૯૨૭.


યોગ્ય અધિકારીને ભક્તિ કરવા ભેટ.

મૂલ્યામૂલ્ય.

# યતિ મુકુન્દાશ્રમજી તરફથી મલતા પુસ્તકો.



૧ વેદાન્તસાર*
૨ સત્યસુધા
૩ વૈધવ્યધર્માદર્શ
૪ વેદાન્ત પ્રક્રિયા*
૫ સુરતા સ્વયંવર
૬ ગૃહસ્થની ગાઇડ
૭ સનાતન ધર્મની પડતીનાં કારણો
૮ તત્ત્વાદર્શ
૯ પત્રવ્યવહાર (સનાતન ધર્મીને સમાજીઓનો)
૧૦ વિચારસાગર (પદ્યભાગ અર્થો સાથે)*
૧૧ અવ્યક્ત બોધ
૧૨ કૈવલ્ય કુંચી
૧૩ પદ્યમંજરી*
૧૪ દર્પદલન*
૧૫ શ્રીચિદ્‌ઘન વિલાસ ભજનાવલી
૧૬ શ્રીશિવ મહિમ્નઃસ્તોત્ર

ઉપરનાં પુસ્તકો અમારી પાસે હશે ત્યાં સુધી દરેક પુસ્તક-માટે અર્ધા આનાની અને (*) આવી નિશાનીવાળાં માટે એક આનાની ટીકીટ મોકલનારને બુકપોસ્ટથી મોકલવામાં આવશે.

**સ્વામી પ્રણવાશ્રમ.**
ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા
**ખંભાત.**



नमः शिवाय

# श्रीशिवमहिम्नः स्तोत्रम्

અથવા

# शिवमहिमानो अनुवाद.

( ગુજરાતી પદ્યમાં )

**मंगलम् ( સવૈયા છંદ. )**

જય જય જય મહાદેવ આપને, વંદન કરી મન ધરી ઉલ્લાસ,
શિવ મહિમાનું ગુજરાતીમાં, ભાષાંતર કરવા થઇ આશ;
ઉમાસુતને આજ્ઞા કરજો, વિઘ્ન વિદારણ કરવા કાજ,
સરસ્વતિ ઝટ જીભે આવે, તો નહિ આવે લખતાં લાજ. ૧

પ્રારંભ.

महिम्नः पारं ते, परमविदुषो यद्यसदृशी
स्तुतिर्ब्रह्मादीना,मपि तदवसन्नास्त्वयि गिरः ॥
अथावाच्यः सर्वः, स्वमतिपरिणामावधि गृणन्
ममाप्येष स्तोत्रे, हर निरपवादः परिकरः ॥१॥

હે હર! તવ મહિમાનો પૂરણ, પાર ન પામે જેહ મનુષ્ય,
સ્તુતિ તેની જો ઠીક નહિ તો, બ્રહ્માદિકની પણ ત્યાં તુચ્છ;
આથી નિજ બુદ્ધિ પરમાણે, ગાનારામાં નહિ કોઇ દોષ,
સ્તવને મારો પણ આ ઉદ્યમ, કોણ કહેશે નહિ નિર્દોષ. ૧

अतीतः पन्थानं, तव च महिमा वाङ्मनसयो-
रतद्व्यावृत्या यं, चकितमभिधत्ते श्रुतिरपि ॥
स कस्य स्तोतव्यः, कतिविधगुणः कस्य विषयः
पदे त्वर्वाचीने, पतति न मनः कस्य न वचः ॥२॥

મન વાણીનો મારગ મૂકી, મહિમા તુંજ ઉલ્લંઘી જાય,
શ્રુતિ પણ જયાં નેતિ નેતિ એ, વચને બીતી બીતી ગાય;
સ્તવે કેમ ને વિષય બને કેમ, નિર્ગુણમાં શા શા છે ગુણ?
કાંઈ જડે નહિં હોય સગુણમાં, ચડે ન કોના મનની ધૂન્ય? ૨

मधुस्फीता वाचः, परमममृतं निर्मितवत-
स्तव ब्रह्मन्किं वा,ऽपि सुरगुरोर्विस्मयपदम् ॥
मम त्वेतां वाणीं, गुणकथनपुण्येन भवतः
पुनामीत्यर्थेऽस्मिन्,पुरमथन बुद्धिर्व्यवसिता ॥३॥

સુધા તુલ્યને મધસમ મીઠી, વેદતણી વાણી રચનાર,
હે બ્રહ્મન્! શી નવાઈ પમાડે, તમને સુરગુરૂ વાગ વિશાળ;
આપ ગુણોના કથન પુણ્યથી, મારી પણ આ વાણી શુદ્ધ;
થાય એમ મન માની મારી, બુદ્ધિ પણ અહીં થઈ પ્રબુદ્ધ. ૩

तवैश्वर्यं यत्तज्,जगदुदयरक्षाप्रलयकृ-
त्रयीवस्तु व्यस्तं, तिसृषु गुणभिन्नासु तनुषु ॥
अभव्यानामस्मिन्,वरद रमणीयामरमणीं
विहन्तुं व्याक्रोशीं, विदधत इहैके जडधियः ॥४॥

ઉત્પત્તિ સ્થિતિ લય જગનાં, કરનારૂં તારૂં સામર્થ્ય,
ત્રણે વેદથી કહેવાતું ગુણ,–ભિન્ન ત્રણે દેહોમાં વ્યસ્ત;
તે હણવા જડ બુદ્ધિવાળા, કોઇક નિન્દા કરતા જાય,
કે જે પાપીને રમણીય પણ, વસ્તુતઃ ખોટી કહેવાય. ૪

किमीहः किंकायः, स खलु किमुपायस्त्रिभुवनं
किमाधारो धाता, सृजति किमुपादान इति च ॥
अतर्क्यैश्वर्ये त्वय्,यनवसरदुःस्थो हतधियः
कुतर्कोऽयं कांश्चिन्,मुखरयति मोहाय जगतः ॥५॥

કઈ ચેષ્ટા ? કઈ કાયાવાળો ? તે શાએ કેવા ઉપાય, ?
શે આધારે ? ઉપાદાન શું ? લઈ ધાતા જગ સૃજવા જાય;
અતર્ક્ય એવી શક્તિવાળા, તારામાં આ દુષ્ટ વિવાદ,
જગને મુઝવવા કેટલા, હતધીને કરાવતો બકવાદ. ५

अजन्मानो लोकाः, किमवयववन्तोऽपि जगता-
मधिष्ठातारं किं, भवविधिरनादृत्य भवति ॥
अनीशो वा कुर्याद्,भुवनजनने कः परिकरो
यतो मन्दास्त्वां प्र,त्यमरवर संशेरत इमे ॥६॥

અવયવવાળા ભૂર્ભુવરાદિ, લોકો ક્યમ હોય જન્મ રહિત ?
અધિષ્ઠાનનો કરી અનાદર, ભવવિધિ ઉપજે શી રીત્ય ?
ઇશ્વરવિણ કોઇ કરે કદિ જગ, તો તે સાધનનું શું નામ ?
જે કારણથી સુરવર તુજમાં, મંદો સંશય કરતા આમ ! ६

त्रयी सांख्यं योगः, पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने, परमिदमदः पथ्यमिति च ॥
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥७॥

ત્રણે વેદને સાંખ્યયોગ મત, પશુપતિ વૈષ્ણવનાં એમ,
જુદાં જુદાં પ્રસ્થાનોમાં, આ ઉત્તમ ને આમાં ક્ષેમ;
સરળ વક્ર એમ વિવિધ પંથમાં, જોડાયા જન રૂચિ અનુસાર,
નદીઓનો અર્ણવ સમ તું છે, એક ગમ્ય સૌનો આધાર. ૭

महोक्षः खट्वाङ्गं, परशुरजिनं भस्म फणिनः
कपालं चेतीय,त्तव वरद तन्त्रोपकरणम् ॥
सुरास्तां तामृद्धिं, दधति तु भवद्भ्रूप्रणिहितां
नहि स्वात्मारामं, विषयमृगतृष्णा भ्रमयति ॥८॥

નંદીશ્વર ખટ્વાંગ ફરશી ગજ–ચર્મ ભસ્મ સર્પોની સાથ,
મનુષ્યખોપરી, આ રીતે. તુજ ગૃહસ્થાશ્રમનાં સાધન સાત;
આપ કૃપાથી પ્રાપ્ત થયેલી, સમૃદ્ધિ સૌ ધરતા સુર,
વિષયમૃગતૃષ્ણાની ભ્રમણતા, સ્વાત્મારામીથી રહે દૂર. ૮

ध्रुवं कश्चित्सर्वं, सकलमपरस्त्वध्रुवमिदं
परो ध्रौव्याध्रौव्ये, जगति गदति व्यस्तविषये ॥
समस्तेऽप्येतस्मि,न्पुरमथन तैर्विस्मित इव
स्तुवञ्जिह्रेमि त्वां, न खलु ननु धृष्टा मुखरता ॥९॥

કપિલ પતંજલિ નિત્ય કહે જગ, તને બૌદ્ધો કહે અનિત્ય,
નિત્યાનિત્ય કહે નૈયાયિક, એવી ઉલટી જગની રીત્ય;
ત્રિપુરમથન ! તેમાં તેઓથી, હું ગભરાઈ ગયો હોઉં તેમ,
જાઉં લજાઇ તુજ સ્તુતિ કરતો, મુખરતા નિર્લજ્જ ન કેમ ? ૯

तवैश्वर्यं यत्ना,द्यदुपरि विरिंचो हरिरधः
परिच्छेत्तुं याता,वनलमनलस्कन्धवपुषः ॥
ततो भक्तिश्रद्धा,भरगुरुगृणद्भ्यां गिरिश यत्
स्वयं तस्थे ताभ्यां, तव किमनुवृत्तिर्न फलति ॥१०॥

તેજ પુંજ તુજ દેહતણી, ઇશ્વરતાનું જોવાને માપ,
ઉપર ગયા બ્રહ્માજી ને હરિ, નીચે ગયા ત્યાં જોયું અમાપ;
આથી શ્રદ્ધા ભક્તિપૂર્વક, સ્તુતિ કરે જ્યાં બેઉ નજીક,
પ્રકટ થયા ત્યાં પોતે શંકર, કેમ ફળે નહિ સેવા ઠીક. ૧૦

अयत्नादापाद्य, त्रिभुवनमवैरव्यतिकरं
दशास्यो यद्बाहू,नभृत रणकंडूपरवशान् ॥
शिरःपद्मश्रेणी,रचितचरणांभोरुहबलेः
स्थिरायास्त्वद्भक्ते,स्त्रिपुरहर विस्फूर्जितमिदम् ॥११॥

નિષ્કંટક ત્રિભુવનને પામ્યો, સહજે આપથકિ દશશીશ,
લડવાને ચળવળતા દીધા, વીશભુજ ત્યમ તેં જગદીશ;
શિરકમળની બલિ બનાવી, તુજ પદ પંકજે હારોહાર,
આ સ્થિર ભક્તિ તેની તેનું, ફળ ઉપર મુજબ નિરધાર. ૧૧

अमुष्य त्वत्सेवा,समधिगतसारं भुजवनं
बलात्कैलासेऽपि, त्वदधिवसतौ विक्रमयतः ॥
अलभ्या पाताले,ऽप्यलसचलितांगुष्ठशिरसि
प्रतिष्ठा त्वय्यासीद्,ध्रुवमुपचितो मुह्यति खलः॥१२॥

તુજ સેવાથી લબ્ધ થયેલું, ભુજબળ અજમાવા કૈલાસ,
સ્થાન તમારૂં શોધ્યું તેથી, દબાવવા તેની દુરાશ;
નિજ અંગુઠો દાબ્યો કે થઇ, દુર્લભ સ્થિતિ જ્યાં પાતાલ,
પામીને ઉપકાર ખરેખર, ખલજન મોહે છે હદ બ્હાર. ૧૨

यद्दर्द्धिं सुत्राम्णो, वरद परमोच्चैरपि सती-
मधश्चक्रे बाणः, परिजनविधेयत्रिभुवनः॥
न तच्चित्रं तस्मिन्,वरिवासितरि त्वच्चरणयो-
र्न कस्या उन्नत्यै, भवति शिरसस्त्वय्यवनतिः ॥१३॥

હે વરદાયક શંકર! જેણે, ત્રિભુવન કરીયું દાસ સમાન,
તે બાણાસુર ઈંદ્રવિભવનું, પણ કરવા લાગ્યો અપમાન;
તુજ ચરણોમાં નમ્ર બનેલા, તેમાં તે ન ગણાય નવાઈ,
એવા એવા નમનશીલ જન, કઈ ઉન્નતિ નવ પામે ભાઈ. ૧૩

अकाण्डब्रह्माण्ड,क्षयचकितदेवासुरकृपा-
विधेयस्यासीद्य,स्त्रिनयन विषं संहृतवतः ॥
स कल्माषः कण्ठे, तव न कुरुते न श्रियमहो
विकारोऽपि श्लाघ्यो, भुवनभयभंगव्यसनिनः ॥१४॥

અકસ્માત બ્રહ્માંડતણો ક્ષય, જાણી ચમક્યા દેવ અસુર,
તેઓના પર કૃપા કરીને, વિષ પીવાને ધાર્યું ઉર;
પીતાં ડાઘ પડ્યો તવ કંઠે, શોભા તેની થઈ અદ્દભુત,
આ રીતે ભય ભાગે જગનો, તેનો દોષ ગણાયે શુદ્ધ. ૧૪

असिद्धार्था नैव, क्वचिदपि सदेवासुरनरे
निवर्तन्ते नित्यं, जगति जयिनो यस्य विशिखाः ॥
स पश्यन्नीश त्वा,मितरसुरसाधारणमभू-
त्स्मरः स्मर्तव्यात्मा, नहि वशिषु पथ्यःपरिभवः॥१५॥

દેવ અસુર કે માનવમાં કદિ, જેનાં બાણુ ન નિષ્ફળ થાય,
એવો જે જગમાં જય પામ્યો, તે પણ કામ નમોને હાય!
અન્ય દેવના જેવા જોતાં, બળી થયો દેહેથી ખાખ,
નહિ આ જગમાં જીતેંદ્રિયની, સામે થાતાં રહેશે શાખ. ૧૫

मही पादाघाताद्,व्रजति सहसा संशयपदं
पदं विष्णोर्भ्राम्यद्,भुजपरिघरुग्णग्रहगणम् ॥
मुहुर्द्यौर्दौस्थ्यं या,त्यनिभृतजटाताडिततटा
जगद्रक्षायै त्वं, नटसि ननु वामैव विभुता ॥१६॥

જગનું રક્ષણ કરવા જ્યારે, તાંડવ નૃત્ય કરો છો આપ,
ત્યારે પગની ઠોકર ખાતાં, પૃથ્વીને થાયે સંતાપ;
વિષ્ણુપદ નભમાં કર ફરતાં, ગૃહગણ પીડા પામે આમ,
છૂટી જટાથી ઝપટાયેલું, સ્વર્ગ ડગે એ વિભુતા વામ. ૧૬

वियद्व्यापी तारा,गणगुणितफेनोद्गमरुचिः
प्रवाहो वारां यः, पृषतलघुदृष्टः शिरसि ते ॥
जगद्द्वीपाकारं, जलधिवलयं तेन कृतमि-
त्यनेनैवोन्नेयं, धृतमहिमदिव्यं तव वपुः ॥१७॥

તારા ગણુથી વધ્યા ફેણુની, ઉંચી શોભાવાળો જેહ,
નભલગ વ્યાપી પ્રવાહ તુજ શિર, જળ ટીપા સમ ભાસે તેહ;
સાગર કંકણુવાળું સઘળું, જગત જણાયું દ્વીપાકાર,
મહિમાધારી શંકર! તારો, અનુમેય આનંદાકાર. ૧૭

रथः क्षोणी यंता, शतधृतिरगेन्द्रो धनुरथो
रथाङ्गे चन्द्रार्कौ, रथचरणपाणिः शर इति ॥
दिधक्षोस्ते कोऽयं, त्रिपुरतृणमाडम्बरविधि-
र्विधेयैः क्रीडन्त्यो, न खलु परतंत्राः प्रभुधियः॥१८॥

રથ ભુમિ ને સારથિ બ્રહ્મા, ધનુષ્ય સાથે પર્વતરાજ,
સૂર્યચંદ્ર બે રથનાં પૈડાં, ચક્રપાણિ વિષ્ણુ શરસાજ;
તૃણુસમ ત્રિપુરાસુર દહવાને, આ તે શો આડંબર નાથ?
સ્વતંત્ર ક્રીડા કરનારી પ્રભુ, બુદ્ધિઓ નહિ પરને હાથ. ૧૮

 

हरिस्ते साहस्रं, कमलबलिमाधाय पदयो-
र्यदेकोने तस्मिन्, निजमुदहरन्नेत्रकमलम् ॥
गतो भक्त्युद्रेकः, परिणतिमसौ चक्रवपुषा
त्रयाणां रक्षायै, त्रिपुरहर जागर्ति जगताम् ॥१९॥

હરિએ આપના ચરણકમળમાં, કમળ હજારોનુ બલિદાન,
ધરતાં ઓછું એક થવાથી, નયન કમળ દઈ રાખ્યું માન;
આ ઉભરો જે ભક્તિનો તે, ચક્રરૂપે પામ્યો પરિણામ,
હે ત્રિપુરહર! ત્રણ લોકની, રક્ષામાં તે જાગે રામ. ૧૯

क्रतौ सुप्ते जाग्रत्, त्वमसि फलयोगे क्रतुमतां
क्व कर्म प्रध्वस्तं, फलति पुरुषाराधनमृते ॥
अतस्त्वां संप्रेक्ष्य, क्रतुषु फलदानप्रतिभुवं
श्रुतौ श्रद्धां बद्ध्वा, दृढपरिकरः कर्मसु जनः ॥२०॥

યજમાનોના યજ્ઞ ઉંઘતાં, ફળ માટે જાગો છો દેવ!
ઇશ્વરના આરાધન વિના, નષ્ટ કર્મ ફળહીન સદૈવ;
ફળદાને જામીન તમોને, જાણી યજ્ઞો કરવા માટ,
વેદ વિષે શ્રદ્ધા બાંધી જન, કરે કર્મ છાંડી ઉચાટ. ૨૦

क्रियादक्षो दक्षः, क्रतुपतिरधीशस्तनुभृता–
मृषीणामार्त्विज्यं, शरणद सदस्याः सुरगणाः ॥
क्रतुभ्रेषस्त्वत्तः, क्रतुफलविधानव्यसनिनो
ध्रुवं कर्तुः श्रद्धा, विधुरमभिचाराय हि मखाः ॥२१॥

યજ્ઞક્રિયામાં કુશળ સર્વનો, અધિપતિ દક્ષ સમો યજમાન,
કે જ્યાં ઋત્વિકપણું ઋષિઓનું, સભાસદો સહુ દેવ પ્રમાણ;
સૌને ફળ દેવામાં વ્યસની, તમે કર્યા તે મખના ખંડ,
કર્તાની શ્રદ્ધાવિણ યજ્ઞો, યજમાનોને દે છે દંડ. ૨૧

प्रजानाथं नाथ, प्रसभमभिकं स्वां दुहितरं
गतं रोहिद्भूतां, रिरमयिषुमृष्यस्य वपुषा ॥
धनुष्पाणेर्यातं, दिवमपि सपत्राकृतममुं
त्रसन्तं तेऽद्यापि, त्यजति न मृगव्याधरभसः ॥२२॥

મૃગલીરૂપધર નિજ પુત્રીની, પાછળ મૃગરૂપે ભમનાર,
બળાત્કારે ભોગવવાને, કામી બ્રહ્મા જોઇ તૈયાર;
બાણથકિ નહીં વીંધ્યા જેવા, સ્વર્ગલગિ બીનેલા જાય,
ધનુષ્યધારી તવ મૃગવ્યાધસમ, બાણવેગ હજીએ દેખાય. ૨૨

स्वलावण्याशंसा, धृतधनुषमह्नाय तृणवत्
पुरः प्लुष्टं दृष्ट्वा, पुरमथन पुष्पायुधमपि ॥
यदि स्त्रैणं देवी, यमनिरत देहार्धघटना-
दवैति त्वामद्धा, बत वरद मुग्धा युवतयः ॥२३॥

સંયમ ધારી ત્રિપુરવિનાશક,! ધનુષ્યધારી પુષ્પાયુધ,
તૃણ સમ સામે જોયો બળતાં, તોપણ દેવી આપ અબુધ;
વખાણતી નિજ સુંદરતાને, અર્ધાંગે રહી કરી ગુમાન,
નિશ્ચય તમને કામી જાણે, પ્રકટ સ્ત્રીઓનું આ અજ્ઞાન. ૨૩

श्मशानेष्वाक्रीडा, स्मरहर पिशाचाः सहचरा-
श्चिताभस्मालेपः, स्त्रगपि नृकरोटीपरिकरः ॥
अमंगल्यं शीलं, तव भवतु नामैवमखिलं
तथापि स्मर्तॄणां, वरद परमं मंगलमसि ॥२४॥

સ્મરહર શિવ શિવ શ્મશાન મધ્યે, રમણ અને ભૂતોનો સંગ,
ચિતા ભસ્મનો લેપ કરો ને, કપાલમાલા ધરતા અંગ;
આમ અમંગલ શીલ આપનું, ભલે પ્રભુ દેખાયે નિત્ય,
તોપણ સ્મરણ કરે છે જે જન, મંગલ તેનું થાય ખચિત. ૨૪

मनः प्रत्यक् चित्ते, सविधमवधायात्तमरुतः
प्रहृष्यद्रोमाणः, प्रमदसलिलोत्संगितदृशः ॥
यदालोक्याह्लादं, ह्रद इव निमज्यामृतमये
दधत्यन्तस्तत्त्वं, किमपि यमिनस्तत्किलभवान्॥२५॥

પ્રત્યક ચેતનમાં મન રાખી, વિધિવત વશ કરનારા પ્રાણ,
તનમાંહિ રોમાંચની સાથે, હર્ષભીનાં કરી નેત્ર સુજાણ;
અમૃતકુંડ સમાન હૃદયમાં, અવલોકીને બ્રહ્માનંદ,
અંતરમાં યોગીઓ રાખે, તત્વ જેહ તે તું સુખકંદ. ૨૫

त्वमर्कस्त्वं सोमस्, त्वमसि पवनस्त्वं हुतवह-
स्त्वमापस्त्वं व्योम, त्वमुधरणिरात्मा त्वमिति च ॥
परिच्छिन्नामेवं, त्वयि परिणता बिभ्रति गिरं
न विद्मस्तत्तत्त्वं, वयमिह तु यत्त्वं न भवसि ॥२६॥

રવિ ચંદ્રને પવન તમે ત્યમ, અગ્નિ સાથે જળ આકાશ,
તમે ધરણી, હર ! તમે આતમા, એજ પ્રમાણે જેને ભાસ;
તે મતિમાનો ભલે માપની, વાણી વદતા આપની માંહિ,
પણ સંસારે અમો માનીએ, આપ વિના વસ્તુ નહિ કાંઈ. ૨૬

त्रयीं तिस्रो वृत्ती, स्त्रिभुवनमथो त्रीनपि सुरा-
नकाराद्यैर्वर्णैं, स्त्रिभिरभिदधत्तीर्णविकृति ॥
तुरीयं ते धाम, ध्वनिभिरवरुन्धानमणुभिः
समस्तव्यस्तं त्वां, शरणद गृणात्योमिति पदम्॥२७।

શરણાગતરક્ષક ! હે સ્વામિન્, ત્રણ વૃત્તિઓ સહ ત્રણે વેદ,
ત્રણ ભુવન ને ત્રણે દેવતા, અ ઉ મ્ વર્ણો ધારે ભેદ,
નિર્વિકાર તુરીય નામથી, ચોથું પદ જે છે તુજ ધામ,
સૂક્ષ્મ ધ્વનિથી સૌનું બોધક, ૐ જણાવે તારૂં નામ. ૨૭

भवः शर्वो रुद्रः, पशुपतिरथोग्रः सह महाँ-
स्तथा भीमेशाना, विति यदभिधानाष्टकमिदम् ॥
अमुष्मिन्प्रत्येकं, प्रविचरति देव श्रुतिरपि
प्रियायास्मै धाम्ने, प्रणिहितनमस्योऽस्मि भवते।२८।

શર્વ, રૂદ્ર ને પશુપતિ, ભવ, ઉગ્ર, મહાપદ સાથે દેવ,
તેમજ ભીમ, ઈશાન એટલું, નામાષ્ટક તારૂં તત્ખેવ;
દરેક નામે ફરતું જોયું, અમે બરાબર શ્રુતિ પ્રમાણ,
પ્રિય જ્ઞાનમય એવા તમને, નમસ્કારથી દઉં સન્માન. ૨૮

नमो नेदिष्ठाय, प्रियदव दविष्ठाय च नमो
नमः क्षोदिष्ठाय, स्मरहर महिष्ठाय च नमः ॥
नमो वर्षिष्ठाय, त्रिनयन यविष्ठाय च नमो
नमः सर्वस्मै ते, तदिदमिति शर्वाय च नमः॥२९॥

નમુ નજીકને નમુ દૂરને, વનવિહારપ્રિય હે ભગવાન,
નમુ સૂક્ષ્મને નમુ સ્થૂલને, સ્મરહર શંકર! હે ગુણવાન;
નમુ વૃદ્ધને નમુ તરૂણને, ત્રિનયન હું વારંવાર;
નમસ્કાર સર્વાત્મ સ્વરૂપને, જે તે રૂપે તું રમનાર, ૨૯

ब.लरजसे, विश्वोत्पत्तौ, भवाय नमो नमः
प्रबलतमसे, तत्संहारे, हराय नमो नमः ॥
जनसुखकृते, सत्त्वोद्रिक्तौ, मृडाय नमो नमः
प्रमहसि पदे, निस्त्रैगुण्ये, शिवाय नमो नमः॥३०॥

જગદુત્પત્તિ વખતે અતિશય, રજગુણયુત ભવને પ્રણામ,
જગ સંહાર સમયમાં બલવત, તમગુણયુતને નમે તમામ;
પાલન કાલે સત્વાધિક મૃડ, રૂપ આપને નમન હજાર,
ત્રિગુણાતીત અતિઉત્તમ તેજ, પદે વંદન શિવ વારંવાર. ૩૦

कृशपरिणति चेतः, क्लेशवश्यं क्व चेदं
क्व च तव गुणसीमोल्लङ्घिनी शश्वदृद्धिः ॥
इति चकितममन्दीकृत्य मां भक्तिराधा-
द्वरद चरणयोस्ते, वाक्यपुष्पोपहारम् ॥३१॥

પંચ ક્લેશવશ મલીન થયેલું, મારૂં ચિત્ત કહાં અતિ નીચ,
ત્રણે ગુણની સીમાથી પર, સમૃદ્ધિ ક્યાં તારી ઉંચ;
મને ચકિતને એમજ ભવની, ભક્તિ પ્રેરીને નિરધાર,
વરદાયક તારા ચરણોમાં, વાકયપુષ્પ અર્પાવે હાર. ૩૧

असितगिरिसमं स्यात्, कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा, लेखिनी पत्रमुर्वी ॥
लिखति यदि गृहीत्वा, शारदा सार्वकालं
तदपि तव गुणा, नामीश पारं न याति ॥३२॥

નીલગિરિસમ કાજળ ઢગલો, નાખી સિંધુ ખડીએ ખુબ,
કલ્પવૃક્ષની શાખા કેરી, કલમો પૃથ્વી કાગળ શુભ;
લખે શારદા સર્વકાલ લઇ, સાધન એવાં રૂડાં સર્વ,
તોપણ પાર ન તારા ગુણનો, ઇશ ! લહે કહું ગાળી ગર્વ. ૩૨

**असुरसुरमुनीन्द्रै,रर्चितस्येन्दुमौले-**

**ग्रथितगुणमहिम्नो, निर्गुणस्येश्वरस्य ॥**

**सकलगुणवरिष्ठः, पुष्पदन्ताभिधानो**

**रुचिरमलघुवृत्तैः, स्तोत्रमेतच्चकार ॥३३॥**

દેવ દૈત્યને મુનિવર્યોથી, પૂજ્ય ઇંદુમૌલિનું સ્તોત્ર,
નિર્ગુણ ઇશ્વરનો ગુણ મહિમા, જેમાં ગુંથ્યો ઓતપ્રોત;
તેને છંદ શિખરણીએ કરી, સુંદર રચનામાં રચનાર,
પુષ્પદંત ગંધર્વ સકલ ગુણ, ગણમાં છે પૂરણ હુશિયાર. ૩૩

**अहरहरनवद्यं, धूर्जटेः स्तोत्रमेत-**

**त्पठति परमभक्त्या, शुद्धचित्तः पुमान्यः ॥**

**स भवति शिवलोके, रुद्रतुल्यस्तथाऽत्र**

**प्रचुरतरधनायुः, पुत्रवान्कीर्तिमाँश्च ॥३४॥**

શુદ્ધચિત્ત થઈ પરમભક્તિએ, સ્તોત્ર શિવનું જેહ પુરૂષ,
ભણનારો જન શિવલોકમાં, રૂદ્રતુલ્ય થૈ રહેશે ખુશ;
આ લોકે પણ બહુ ધનવાળો, થઈ તે પૂજાશે શ્રીમાન,
સુંદર ગુણવંતા પણ સુતને પામી થાયે કીર્તિમાન. ૩૪

महेशान्नापरो देवो, महिम्नो नापरा स्तुतिः ।
अघोरान्नापरो मंत्रो, नास्ति तत्त्वं गुरोः परम् ॥३५॥
दीक्षा दानं तपस्तीर्थं, ज्ञानं यागादिकाः क्रियाः ।
महिम्नस्तव पाठस्य, कलां नार्हन्ति षोडशीं ॥३६॥

મહેશથી કોઈ દેવ ન મોટો, મહિમન્ સમ સ્તુતિ નહિ કોઇ,
અઘોર મંત્ર સમ મંત્ર ન બીજો, અધિક તત્ત્વ ગુરૂથી નવ હોય;
તપતીરથ ને દાન જ્ઞાન કે, દીક્ષા યજ્ઞાદિ જે કર્મ,
તવ મહિમાના પાઠતણી નવ, કળા સોળમી સમ તે ધર્મ. ૩૫-૩૬

कुसुमदशननामा, सर्वगन्धर्वराजः
शशिधरवरमौले, र्देवदेवस्य दासः ॥
स गुरुनिजमहिम्नो, भ्रष्ट एवास्य रोषा-
त्स्तवनमिदमकार्षीं, द्दिव्यदिव्यं महिम्नः ॥३७॥

પુષ્પદંત ગંધર્વરાજ જે, હતો ચંદ્રમૌલિનો દાસ,
નિજ મહિમાથી ભ્રષ્ટ થયો તે, રૂદ્રરોષને પામ્યો ખાસ;
મહાદેવને પ્રસન્ન કરવા, રચ્યું સ્તોત્ર તેણે અદ્‌ભુત,
દેવ દેવનો મહિમા તેમાં, થવાય ગાતાં સૌ અલધૂત. ૩૭

सुरवरमुनिपूज्यं, स्वर्गमोक्षैकहेतुं
पठति यदि मनुष्यः, प्राञ्जलिर्नान्यचेताः ॥
व्रजति शिवसमीपं, किन्नरैः स्तूयमानः
स्तवनमिदममोघं, पुष्पदंतप्रणीतम् ॥३८॥

ઈંદ્રાદિક દેવોની સાથે, મહામુનિશ્વરથી પૂજીત,
સ્વર્ગમોક્ષના દ્વારભૂત આ, પુષ્પદંત ગંધર્વ રચિત;
બહુ ફળદાયક સ્તોત્ર જેહ આ, ભણે ભાવથી જોડી હાથ,
કિન્નરથી વખણાતો ચાલ્યો, જાય રહેવા શિવની સાથ. ૩૮

श्रीपुष्पदंतमुख,पंकजनिर्गतेन
स्तोत्रेण किल्बिष,हरेण हरप्रियेण ॥
कण्ठस्थितेन पठि,तेन समाहितेन
सुप्रीणितो भवति, भूतपतिर्महेशः ॥३९॥

પુષ્પદંતના વદનકમળથી, પ્રકટિત જે પર શિવને વ્હાલ,
પ્રવિણ જે પાપો હરવામાં, એવો આ મહિમાનો ખ્યાલ;
શાન્ત ચિત્તથી કંઠ કરીને, પઢતાં ભૂતપતિ મહાદેવ,
પ્રસન્ન થાય છે તો શા માટે, અન્ય દેવની કરીએ સેવ. ૩૯

**इत्येषा वाङ्मयी पूजा, श्रीमच्छंकरपादयोः ।**
**अर्पिता तेन देवेशः, प्रीयतां मे सदाशिवः ॥४०॥**

આ રીતે રચી વાચિક પૂજા, શ્રીશંકર ચરણે અર્પાય,
તો દેવોના ઇશ સદાશિવ, મારા ઉપર રાજી થાય;
ગુણ વસુ ગ્રહ શશી સંવતમાં, માઘશુકલ દ્વાદશી રવિવાર,
સ્તંભતીર્થમાં મુકુંદકૃપાથી, થયું પ્રણવ મહિમન્ તૈયાર.૪૦

ॐ तत्सत्परमात्मने नमः

## जीवराजाने शिक्षा.

( રાગ—સ્વરાજ્ય લેવું સહેલ છે. )

ફૂટી છે કાચી કાયા; માટે કરશોમાં માયા.
જીવરાજ, આનંદરૂપે આપ છો. ટેક.

ખરીદશોમાં ખોટું, જ્યાં ત્યાંથી દઇને દોટું; જીવ.
પાછળથી ભારે પડશે, વારે વારે તે નડશે. જીવ૦ ૧

ગરજુ થઇ કરજો અરજી, મળજો સમજીને મરજી; જીવ૦
કરવાને મોટા કામા, ધારીને નાખ્યા ધામા. જીવ૦ ૨

ઘેટાનાં ઘેલાં ટોળાં, એ અણસમજુને ભોળાં; જીવ૦
ભરવાડા ભેદ પાડે, તાણીને બાંધે વાડે. જીવ૦ ૩

ચતુરાઇ તેમની સાચી, જે જુએ તત્ત્વો તપાસી; જીવ૦
વેદોની વાણી માને, તે ઠરશે સાચે સ્થાને. જીવ૦ ૪

છલ કપટ છોડી દેવાં, સાથે નિંદાના હેવા; જીવ૦
ઇર્ષ્યાને અલગી કરજો, શાન્તિને મનમાં ભરજો. જીવ૦ ૫

જગમાં છે જગનો સ્વામી, વ્યાપક બળીઓ બહુનામી; જીવ૦
જેમ મણિયો સૂત્રાધારે, જડચેતનને તે ધારે. જીવ૦ ૬

ઝગમગતી ચૈતન્ય જ્યોતિ, તે દિલદરિયાનું મોતી; જીવ૦
તેમાં ડૂબે તે પામે, બાકી કચરો ઉથામે. જીવ૦ ૭

ટગમગતું છે જગગાડું, ખાડામાં પડશે આડું; જીવ૦
તેમાં બેશી ટીચાશો, પૂરા અંતે પસ્તાશો. જીવ૦ ૮

ઠાલો છે આશ ઠઠારો, ભૂંડા દુઃખનો તે ભારો; જીવ૦
શીરપરથી ફેંકી દેજો, શમદમને સાથે લેજો. જીવ૦ ૯

ડહાપણમાં દોઢ ડાહ્યા, માયામાં જઇ ફસાયા; જીવ૦
ફંદામાં પડીને ફૂલે, તે ભાન જાતનું ભૂલે. જીવ૦ ૧૦

ઢોરાં સમ વેદો ગણતાં જે ભેદ પ્રભુમાં ભણતા; જીવ૦
અંતરમાં અભેદ ધારો, સહુથી રસ્તો એ સારો. જીવ૦ ૧૧

તત્પર તે માટે થઇને, શ્રીસદ્દગુરૂ શરણે જઇને; જીવ૦
સેવા કરજો બહુ પ્રીતે, રાજી થાય રૂડી રીતે. જીવ૦ ૧૨

થર માયાના બહુ જામ્યા, ખૂટેના ખૂબ ઉથામ્યા; જીવ૦
સદ્દગુરૂજી કલા બતાવે, અજ્ઞાન ન પાસે આવે. જીવ૦ ૧૩

દર લાંબું બુદ્ધિ કેરૂં, અભિમાનરૂપ ત્યાં એરૂ; જીવ૦
તતત્વં સાણસે ઝાલો, કૂટસ્થ ઘડામાં ઘાલો જીવ૦ ૧૪

ધન જ્ઞાનનું ભેળું કરજો, પરમારથ ભાતુ ભરજો; જીવ૦
જે કયાંય કદી ના ખૂટે, રાજા ચોરો ના લૂટે. જીવ૦ ૧૫

નગદ નામ છે નાણું, તે લેવાનું આ ટાણું; જીવ૦
જે કદિ ન તમને ત્યાગે, ના ભાઇઓ ભાગ માગે. જીવ૦ ૧૬

પરમેશ્વર એકજ જાણો, શિવકૃષ્ણે ભેદ ન માનો; જીવ૦
કોઇએ નહિ ન્હાના મોટા, છોડો એ ગડબડ ગોટા. જીવ૦ ૧૭

ફેર પુરાણે ભાસે, ગાયો છે મુનિ વ્યાસે; જીવ૦
મૂર્ખાઓ મર્મ ન જાણે, તે તંત નકામો તાણે. જીવ૦ ૧૮

બહુરૂપી ને બહુનામી, સત્ ચિત્ સુખ એ સ્વામી; જીવ૦
નામે છે વસ્ત્રો ન્યારાં, સહુ સૂત્ર મહિં રહેનારાં. જીવ૦ ૧૯

ભક્તિ કરજો સહુ ભાવે, જે નામ તમોને ફાવે; જીવ૦
બીજાં નામો નવ નિંદો, સહુ ઇષ્ટ ગણીને વંદો. જીવ૦ ૨૦

મમતાને નાખો મારી, કરમાં લઇ જ્ઞાન કટારી; જીવ૦
અંતર જ્યાં ખુલ્લી જાશે, પરમેશ્વર ત્યાં પરખાશે. જીવ૦ ૨૧

યત્નો આદરજો એવા, દર્શે દેવાધિદેવા; જીવ૦
આનંદ એથી ઉર થાશે, તે ચોબાજુ છલકાશે. જીવ૦ ૨૨

રગરગમાં આનંદ સરશે, જગ આનંદ રૂપે તરશે; જીવ૦
એમ અખંડ આનંદ થાતાં, સહુ નામરૂપ ભૂલાતાં. જીવ૦ ૨૩

લક્ષ અહિં જે કરશે, તે ભવસાગરને તરશે; જીવ૦
નહિ માત કુખ અવતરશે, વળી કાળ થકી નવ ડરશે. જીવ૦ ૨૪

વાણી ત્યાં વિરમી જાશે, બુદ્ધિ પણ બુઠ્ઠી થાશે; જીવ૦
નિગમ નેતી કહી ગાએ, તે વાત કેમ કહેવાએ. જીવ૦ ૨૫

શિવ સુખની વાતો એવી, મૂગાની સાકર જેવી; જીવ૦
અનુભવીઓ એને જાણે, અજ્ઞાની ઉર ન આણે. જીવ૦ ૨૬

પટ્ દોષ શકે ના વળગી, ઉપાધિ થાએ અળગી; જીવ૦
નિર્દ્વન્દ્વ તત્ત્વ ત્યાં વિલસે, સાચો સુખસાગર હુલસે. જીવ૦ ૨૭

સદ્‌ગુરૂએ વાત સુઝાડી, દ્વારો અદ્‌ભુત ઉઘાડી; જીવ૦
મેં નયનભરી નિહાળ્યું, અજ્ઞાન ઉરથી ટાળ્યું. જીવ૦ ૨૮

હળવે હળવે ત્યાં જાતાં, સ્વસ્વરૂપમાંહી સમાતાં; જીવ૦
વટપુટનું શયન રૂપાળું, ત્યાં મુકુંદ રૂપ રહીઆળું. જીવ૦ ૨૯

---

ॐ श्रीरामचन्द्राय नमः

# श्रीरामायण सारामृत.

રાગ—ગરબી.

ભૂભાર હરવાને નારાયણે તો, બ્રહ્માની અરજ સ્વીકારીરે—
ગુણ રામના ગાઈએ. ટેક.
દશરથ ઘેર કૌશલ્યાને ઉદર, રામ ચતુર્ભુજ ધારીરે— ગુણ૦
સુમિત્રા રાણીથી લક્ષ્મણજીને, શત્રુઘ્ન જનમ્યા જોડેરે— ગુણ૦
કૈકેયી રાણીમાં ભરત જનમીયા, રમાડે સૌ કોઈ કોડેરે— ગુણ૦
ભણી ગણીને મોટા થયા ત્યાં, વિશ્વામિત્ર મુનિ આવ્યારે— ગુણ૦
રાયકને મુનિએ સુત માગ્યા, રામ લક્ષ્મણ બે ભાવ્યારે— ગુણ૦
મારગે લઈ જતાં તાડિકા મારી, યજ્ઞમાં સુબાહુ માર્યોરે— ગુણ૦
મારિચને શરથી શતયોજન, સાગર તરફ ઉછાળ્યોરે— ગુણ૦
ગૌતમ નારી અહલ્યા ઉદ્ધારી, પાવન પાદને સ્પર્શીરે— ગુણ૦
મિથિલા જઈ શિવ ધનુષ્ય ચઢાવ્યું, સીતા વર્યા સમદર્શીરે— ગુણ૦
વળતાં પાછા ફરસુરામ મળીઆ, તેમના ગર્વને તોડયોરે— ગુણ૦

આવી અયોધ્યામાં ભોગવ્યા ભોગો, સ્નેહ સીતાજીમાં જોડયોરે-ગુણ૦
કૈકેયી વરદાન માગે ત્યાં રામે, પિતૃવચન સત્ય કરવારે- ગુણ૦

રાજ્ય તજી સાથે સીતાને લક્ષ્મણ, ચૌદ વરસ વન ફરવારે- ગુણ૦
તમસા નદી તીરે ગુહરાજ સાથે, મળીને પ્રયાણ કીધાંરે- ગુણ૦

તીરથરાજમાં સ્નાન કરીને, ભરદ્વાજ માન લીધાંરે- ગુણ૦
વ્હાલ કરી વાલ્મિક મુનીનાં, દર્શને સુરદેવ ઢળીઆરે- ગુણ૦

નજીક નિવાસ ચિત્રકૂટમાં, કર્યો ત્યાં ભરતજી ભળીઆરે- ગુણ૦
પ્રેમ કરીને પાદુકાઓ દીધી, ભાવથી ભગવાન ભેટયારે- ગુણ૦

પ્રેમ વિના પુરૂષોત્તમ પોતે, ફરતા ફરે ભાઇ છેટારે- ગુણ૦
દંડકારણ્યમાં પ્રયાણ કરતાં, અત્રિ મુનિ જોઇ હર્ખ્યારે- ગુણ૦

વિંધી વિરાધને વૈકુંઠ આપ્યું, શરભંગને જઈ સ્પર્શ્યારે- ગુણ૦
સુતીક્ષ્ણ ઋષિને સાથે લઇને, અગસ્ત્ય મુનિને મળીઆરે- ગુણ૦

ગોદાવરી તીરે પંચવટીમાં, વસવા પ્રભુ પરવરીયારે- ગુણ૦
રાવણ ભગિની સુર્પણખાનાં, કાન ને નાસિકા છેદ્યાંરે- ગુણ૦

તેની વારે ખરદૂષણ ધાયા, તેનાંએ કાળજાં ભેદ્યાંરે- ગુણ૦
ચૌદ હજાર અસુર એની સાથે, આવ્યા હણ્યા એક બાણેરે- ગુણ૦

મૃગરૂપ ધારીને મારીચ આવ્યો, તેને હણ્યો તેહ ટાણેરે ગુણ૦
એકલાં સીતાજી હર્યાં રાવણે, વિયોગે રામ દુભાયારે- ગુણ૦

મરતા જટાયુને મુક્તિરે આપી, શબરી થકી પૂજાયારે- ગુણ૦
હનુમાન ભક્તની ભેટ થઇને, દુદુંભી શિર ઉછાળ્યુંરે- ગુણ૦

સપ્ત તાડોનું ભેદન કરીયું, વાળી હણી પણ પાળ્યુંરે- ગુણ૦
સુગ્રીવને રાજ આપ્યું પછીથી, માંડી સીતાજીની શોધ્યોરે- ગુણ૦

સાગરને સમજાવીને ઉપર, સેના જવા સેતુ બાંધ્યોરે- ગુણ૦
ભક્ત વિભીષણ શરણે રાખ્યો, રાવણનાં શિર કાપ્યાંરે- ગુણ૦

ઇંદ્રજીત કુંભકરણ આદિ, દૈત્યનાં તો મોત માપ્યાંરે- ગુણ૦
મળ્યા સીતાજીને અભય આપ્યું, રાજ્ય વિભીષણને દીધુંરે- ગુણ૦

પુષ્પક વિમાને આરૂઢ થઇને, અયોધ્યામાં રાજ્ય કીધુંરે- ગુણ૦
પોતાની પ્રજાને આનંદ આપ્યો, અંતે લઇ વૈકુંઠ ચાલ્યારે- ગુણ૦

પ્રભુવ સાર રામાયણ સુણો, થાઓ મુકુન્દને વ્હાલારે-

ગુણ રામના ગાઈએ૦

ॐ

तत्सत्परमात्मने नमः

# जीवने शिखामण.

( જીરે પહેલો વધાવો મારે આવીઓ—એ રાગ. )

જીવરે ! સચ્ચિદાનંદ રૂપ તાહ્યરૂં,
શીદ વળગ્યો વિષયોની માંહ્ય;
ભૂંડા પડી ભ્રમણામાં દુઃખ ભોગવે. ટેક

જીવરે ! સ્તુતિ સૂણી તું ફૂલી ફાટતો,
આથી થાએ ભમરડાશી ભૂલ— ભૂંડા० ૧

જીવરે ! નિન્દાનો અવસર આવીઓ,
ત્યાં તો બળવા માંડયાં તારાં મૂળ— ભૂંડા० ૨

જીવરે ! સ્તુતિ નિન્દાથી અળગો તું રહ્યો,
છતાં માને તે મિથ્યા અભિમાન— ભૂંડા० ૩

જીવરે ! શિવ સ્વરૂપ નથી જાણતો,
તેથી ભાસ્યું આ સ્વપ્ન સમાન— ભૂંડા० ૪

જીવરે ! જાગી જુએ તો કેવળ તુંજ છે,
નથી રીઝ્યા ખીજ્યાનું કંઇ કામ —ભૂંડા० ૫

જીવરે ! બાહ્ય સુખોની આશા છોડજે,
પ્રાણુવ અંતરે આતમરામ— ભૂંડા० ૬

॥ स्वस्थो हरः ॥

भीतिर्नास्ति भुजंगपुंगवविषात्प्रीतिर्न चन्द्रामृता-
न्नाशौचं हि कपालदामलुठनाच्छौचं न गंगाजलात् ।
नोद्वेगश्चितिभस्मना न च सुखं गौरीस्तनालिङ्गना-
दात्मारामतया हिताहितसमः स्वस्थो हरः पातु वः ॥

## આનંદસ્વરૂપ મહાદેવ.

**અર્થ**—શ્રેષ્ઠ સર્પના વિષ–ઝેરથી જેને ભય નથી. ચન્દ્રના અમૃતથી જેને પ્રેમ નથી, મનુષ્યની ખોપરીઓની માળાથી જે અપવિત્ર થતા નથી, ગંગાજલથી જે પવિત્ર થતા નથી. સ્મશાનની ચિતાના ભસ્મલેપથી જેને ઉદ્વેગ–શોક થતો નથી, પાર્વતીનાં સ્તનસ્પર્શથી જેને સુખ થતું નથી, પોતાના આત્મામાંજ રમણ કરનારા હોવાથી જે હિત અને અહિતમાં સમ છે, તે આનંદ સ્વરૂપ મહાદેવ તમારૂં રક્ષણ કરો.



ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું,
ઠે. પાંચકુવા; ચાર રસ્તા—અમદાવાદ.